# શ્રી રણછોડરાય મહારાજની-

સુંદર ગોકુળ મુક્ત નૂતનવપુ, મેઘજ સમાજે પ્રભુ.



ગળે હસ્ત સુચક નીર્મલ ચક્રો, શંખજ ધર્યું પદ્મનું

# સાત સમયની ઝાંખી.

કર્તા-કેશવ. ન્યોછાવર. ૦-૧-૦

મેં જે ભોગવ્યું છે, તે હું કમાયો છું; મેં જે બચાવ્યું છે, તે મેં ખોયું છે.

ૐ

છત્રપતિ-રાજનકેરાજ મહારાજાધિરાજ

# શ્રી રણછોડરાય

પ્રભુના

## ..ત સમયનાં દર્શન (સંગીત કવાલીમાં)

( કવાલી—ગઝલ. )

મીઠી પ્યાલી કવ્વાલીની, અમોને આજ પીવા દો,
ગઝલ રણછોડની ખંતે, અમોને આજ ગાવા દો.
કદી કો માન આપો શું, કદી નિંદા કરો તો શું;
કરૂં ના કોઇની પરવા, નક્કી રણછોડને ભજવા.




રચી પ્રસિદ્ધ કર્તા.
કવિ કેશવરામ વિ. ત્રિભુવનરામ.
[ કુંડલાકર. ]
મુ. ડાકોર ઠે. સ્ટેશનરોડ.





આવૃત્તિ ૮ મી. સં. ૧૯૭૯. પ્રત ૫૦૦૦


ન્યોચ્છાવર. રૂ. ૦-૧-૦

મેં જે દાન કર્યું છે, તે મારી પાસે છે; મેં જે ભક્તિ કરી છે; તે મારી સાથે છે.

# "મંગલ પુષ્પાંજલિ"

હે અનંતકોટિ બ્રહ્માંડના અધિપતિ અજર અમ્મર અવિનાશી
દીનબંધુ કૃપાસિંધુ ભક્તવત્સલ ભક્ત ભવભય ભંજન સ-
ચ્ચિદાનંદ ઘન પરમાનંદ પ્રભુ પુરૂષોત્તમ પરમેશ સર્વ
વ્યાપક સર્વાન્તર્યામિ સર્વાત્મા વિશ્વંભર વિશ્વા-
ધાર વિશ્વેશ દયાનિધિ વૈકુંઠપતિ ડાકુ-
રાધિશ પૂર્ણબ્રહ્મ મહા-મગંલ
સ્વરૂપ મહારાજાધિરાજ શ્રી
રણછોડરાય
શ્રી;—ડંકપુર કીંવા વૈકુંઠપુર.

પ્રભુ
આપની
કૃપા પ્રસાદીથી અનેક
યોનીમાં અથડાતો હું આ મનુષ્ય
તેમાં મુખ્ય દ્વિજ દેહમાં આવી આપના
દર્શ જ્યોતના પ્રકાશથી આપના ચર્ણાર્વિંદેવાસ
કરી આપના અનંત ગુણગાનના પુષ્પ કુંજમાંથી
યથામતિનુસાર આપના ગુણાનુગાનનું આ પુષ્પ ચુંટી
આપના ભક્ત ભયહર કલ્યાણ કારી સુકોમળ ચર્ણકમળમાં
આ અલ્પજ્ઞ બાળક સપ્રેમ પૂર્વક સમર્પે છે. તે સ્વિકારશોજી.

આપના ચર્ણાનુરજ કીંકર.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું
ઠે. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.





श्री गणेशायनमः  श्री सरस्वत्यैनमः

ગિતિ;—ગજમુખ દેવ ગણેશા, કમલાસન કરનારી,
વિઘ્ન નિવારણ છો મંગલબંધુ:—સરસ્વતી તું છે કરૂણાસિંધુ.

# મંગલા ચરણ.



## ( કવ્વાલી–ગઝલ. )

નમું હું ગુનપતિ દાતા, મયાકર શારદા માતા;
ગુણો સહુ આપના ગાતા, થયા છો જગત વિખ્યાતા.
મુશકપર ગુનપતિ સ્વારી, મયુર પર શારદા સારી;
ગણેશને અષ્ટધા નારી, કુંવારી છે વિણાધારી.
પ્રથમ શુભ કાર્યમાં પ્હેલા, ગજાનન આવતા વ્હેલા:
અબિલ સીંદુર ગુલાલે, પુજાઓ ખુબ દુંદાળા.
જગતમાં રૂમઝુમ કરતી, વળી વિણા લઇ ફરતી;
દરિદ્રો દુઃખ તું હરતી, ઘણાને મોક્ષ તું કરતી.

ગજાનન સર્વ પૂજાયે, ગુણો સહુ ખંતથી ગાયે;
અમારા કાર્યમાં નિત્યે. ગણેશા વિઘ્ન તું હરજે.
કૃપાકર શારદા દેવી, કરૂં છું અર્જ હું એવી;
સદા કેશવ હૃદયમાંહી, વસો માતુ દયા લાવી,

મંગળા— ( કવ્વાલી-ગઝલ. )

પ્રભાતે આપ તો જાગો, મીઠી નિદ્રા તમો ત્યાગો;
કરે પક્ષિ મધુર રાગો, દુદંભી વાગીયા નાદો.
કરાવું દંત ધાવનને, ધરાવું દળ તણો લાડુ;
વળી માખન અને સાકર, અથાણું છે પ્રભુ તાજુ.
સુમોહન થાળને સુખડી, મિઠું દહિં દૂધને પૂરી;
ધરૂં જળ પાનની બીડી, કરૂં શ્રી મંગળા આર્તિ.
ઉતારી પાઘને વાઘો, સુગંધિ તેલ દઉં ચોળી;
પછીથી શુદ્ધ લઇ વારી, કરૂં હું સ્નાન તૈયારી.
ધરિને દિલમાં પ્રીતી, ભણીને વેદની રીતી;
લઇ પંચામૃતો સારા, ચડાવું આપને પ્યારા.
સુગંધિ કેસરી ચંદન, કરૂં હું આપને મર્દન;
લઇને શુદ્ધ જળ સારૂં, પ્રભુ પ્રેમે જ ન્હવડાવું
પ્રભુજી વસ્ત્ર બદલાવ્યું, પીતાંબર નાથ પ્હેરાવ્યું;
ધરાવ્યો પાઘને જામો, સદા દિલમાંહી વિરામો.
ધરી મોતી તણી શહેરૂં, તિલ્લક કુંકૂમનું કરીયું;
ભલે ઉપવીત તો ધરીયું, ઉપરણું શીર તો ધરીયું.
સુગંધિ અત્તરો છાંટી, ચડાવું પુષ્પને તુલસી;
મધુરી શ્યામ છે સુરતિ; કરૂં કેશવ પ્રભુ સ્તુતી.
બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.

શૃંગાર— ( કવ્વાલી–ગઝલ. )

પુરી દહિં ચોપડા સારાં, સુમાખન મીસરીવાળાં;
શિરો દુધ શાક તો કોરાં, અથાણા છે પ્રભુ તાજાં.
સુમોહનથાળ દળ લાડુ, બદામી ચીજનો શીરો;
જમી જળપાન લ્યો બીડું, પ્રભુજી આપ શૃંગારો.
મણી માણેકનો જડીયો, મુકુટ સુવર્ણનો ધરીયો;
ઘુઘરીયાળોજ કંદોરો, વળી મોતી તણો તોરો.
ધરી શિરપેચને કતરો, ધરી મોતી તણી શહેરો;
મણી મુક્તા તણા હારો, જરી જામો પ્રભુ ધાર્યો.
વીંટીઓ હસ્ત બાજુબંધ, કરણ મક્રાકૃતી કુંડલ;
કૃપાળુ શ્યામળા સુંદર, સુધારો આ હૃદય મંદિર.
ચિબુખ અલ્કાવલી બેસર, મુકુટ તો કાચની કૂકડ;
ધરાવું હેમનું છત્તર, ગુલાબી છાંટી દઉ અત્તર.
ધર્યાં હસ્તે કડાં પ્હોંચી, સુખાકૃત છે સદા હસ્તી;
સુવર્ણ મોહમય બઉંસી, હૃદય મંદીરમાંજ વસી.
ગળામાં ગુલછડી ભારી, પ્રભુ છો લક્ષ્મી વિહારી;
વળી વેણી તમે ધારી, ધરી છે ડામણી સારી.
મુરતિયાં શ્યામ છે સારી, ધરો વનમાળ ગિરિધારી;
ઉતારૂં આરતી તારી, જઉં કેશવ બલિહારી.
બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.

ગ્વાલ— ( કવ્વાલી–ગઝલ. )

પુરીને દળ તણો લાડુ, ધર્યો દુધ શાકને શીરો;
જમી જળ પાનનું બીડું, પ્રભુ પ્રેમેજ આરોગો.

પધારો આપ ધેનુમાં, બજાવો 'સામ' વેણુમાં;
સહુ ગોપી ગણો જનમાં, સિધાવો બિંદરા બિનમાં.
કરો શ્રીકૃષ્ણજી લીલા, તુલાવી તેં ગિરિ શીલા;
રમાડયો સર્પતો કાલી, રમ્યા છો રાસ વનમાલી.
સુણીને બંસરી તારી, ભુલી સહુ ભાન વ્રજનારી;
લુંટાવી વાટ મહીયારી, કરી રાધા તણી યારી.
યશોદા નંદના લાલા, મહીડાં ચોરને વાલા;
વસુદે દેવકી વ્હાલા, દુઃખીના દુઃખ સહુ ટાળ્યા.
કર્યાં બહુ શૌર્યના કામો, વિદાર્યો કંસજી મામો,
ભકત દિલ માંહ્ય વિરામો, કરો અમ્મર પ્રભુ નામો.
પ્રભુ ગોધેનુને ચારી, થઇ મધ્યાન તૈયારીઃ
પધારો નગ્ર ગિરિધારી, જડિ કેશવ પ્રભુવારી.
બોલો શ્રી રણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય.

**રાજભોગ—** ( કવ્વાલી–ગઝલ. )

પ્રભુ ગૌધેનુને ચારી, પધાર્યા નગ્ર મોરારી;
ભર્યું છે શુદ્ધ તોવારી, કરાવું સ્નાન ગિરિધારી.
ધરાવું શ્વેત તો અંબર, ચડાવું પુષ્પ તુલસીદળ;
પ્હેરાવું વસ્ત્ર આભૂષણ, વળી છે કર્ણમાં કુંડલ.
બીછાવું કનકનો બાજઠ, ધરૂં ચો તર્ફ અંતરપટ;
ધરાવું હેમની થાળી, ભરી શુદ્ધોદકે ઝારી.
બનાવ્યું ચુરમું વ્હાલા, વડાં બે શાક તો સારાં;
અથાણા પાપડો તાજા, સુગંધિ ભાત છે ઝાઝા,
ધરૂને ઘી તણી પોળી, બનાવી ખીચડી રૂડી;

કર્યો દુધપાક ખંતેથી, કઢીને દાળ છે છુટી.
જગતના રાજ્યના રાજા, જમો રણુછોડજી રાજા;
મહારાજાય ધિરાજા, તમો ડાકોર બિરાજ્યા.
જમી જળ પાન લ્યો બિડું, ઉતારૂં આરતી વ્હાલા;
પછી પ્રેમેજ પોઢાડું, જપું કેશવ પ્રભુ માલા.
બોલોશ્રી રણુછોડરાયકી જય, શ્રીદ્વારિકાધીશકી જય.

ઉત્થાપન— ( કવ્વાલી-ગઝલ )

પ્રભુ નિદ્રા તમો ત્યાગો, થયો સંધ્યા સમય જાગો;
ધરૂં બંટા અને મેવો, પ્રભુ પ્રેમેજ આરોગો.
જમી જળ પાનનાં બીડાં, ધરાવું પુષ્પની માળા;
ઉતારૂં આરતી વ્હાલા, કનૈયા કૃષ્ણજી કાળા.
પ્રભુ પ્રલ્હાદ ઉગાર્યો, હીરણ્યાકસ્ય(પ) સંહાર્યો;
શિવે સ્ત્રી વેષતો ધાર્યો, તમારો ક્રોધ ઉતાર્યો.
પ્રભુ જય કુંજવિહારી, પ્રભુ જયજય ગિરિધારી;
ગરૂડપર આપની સ્વારી, જપું કેશવ પ્રભુત્હારી.
બોલોશ્રી રણુછોડરાયકી જય શ્રી દ્વારિકાધીશકી જય.

શયન— ( કવ્વાલી-ગઝલ. )

ભરીદુધ દેગડા ધરીયા, વળી પુરી અને ભજીયાં;
કઢેળો ગાંગડી શીરા, અથાણા શાક છે કોરાં.
ધરૂં જળપાનની બીડી, ઉતારૂં આરતી તારી;
સુવર્ણ સર્વ ઉતારી દઉં પુષ્પેજ શૃંગારી.
સુગંધિ પુષ્પનો બનીયો, ધરાવું આપને તનીયો;
મુકુટ તો કાચની ધરીયો, વળી ઝામો ફુલે ભરીયો.

ધર્યો મલ્કાચ્છ ટીપારો, કલી ગુંથેલ કંદોરો;
વળી શિરપેચને કતરો, કલી પુષ્પો તણી શહેરો.
ગુલાબી પુષ્પનો ભરીયો, કિરીટ મુકુટ પ્રભુ ધરીયો;
ફુમાલો શ્વેત પીછોડો, કલીની ચંદ્રીકા તોરો.
કડાં પ્હોંચીજ બાજુબંધ, કરણ છે પુષ્પના કુંડલ;
ધરી પ્રભાવલી સુંદિર, કર્યાં છે પુષ્પ આભુષણ.
ચિબુખને નાકમાં બેસર, પગે ડોલર તણી ઝંઝર;
કૃપાળુ શ્યામળા સુંદિર, મધૂરી મૂર્તિયાં મનહર.
ભરી પુષ્પો થકી મુરલી, રહી અલ્કાવલી ઝુલી;
છડી શિષ ફુલને વેણી, ધરીછે ડામણી ઝીણી.
ગુલાબી પુષ્પનું ભરીયું, ઉપરણું શીરતો ધરીયું;
ભરી પુષ્પો તણી કલીયું, તિલક સુંદિર તો કરીયું.
સુગંધી પુષ્પની માલા, ધરો વનમાલી વનમાલા;
કનૈયા નંદના લાલા, કરૂં કેશાવ પ્રભુકાલા.
બોલો શ્રીરણછોડ રાયકીજય, શ્રીદ્વારિકાધીશકી જય.

સખડી ભોગઃ— ( કવ્વાલી-ગઝલ )

સુવર્ણ બાજઠો ઢાળ્યા, કનકના થાળ તો પીરસ્યા;
બિરાજો શ્રીહરી વ્હાલા, ધર્યા ભોગોજ સખડીના.
મગજ બુંદી તણો લાડુ, વળી દળ ચુરમું છુટું;
પુરણ પોળી વળી ઘેવર, જલેબી લાવશી ફક્કડ.
કરી ધારી સુતરફેણી, સુમોહનથાળ બાસુદી;
કર્યો દુધપાક ખંતેથી, ધર્યો શીખંડને બરફી.
ધર્યાછે માલપુવા સેવો, બિરંજ ખાજા અને મેવો;
સુકો લીલો ઘણો એવો, પ્રભુ પ્રેમે ધર્યો હલવો.

શિરો પુરી અને ભજીયાં, વડીને પાપડો તળીયાં;
તીખાં ને તમતમાં સારાં, અથાણાં આપને ધરીયાં.
કડોળો શાકને ભાજી, પ્રભુ થયા ભાજીથી રાજી;
વધારી દાળ તો ઝાઝી, કચોરી રાઇતાં ચટણી.
ખમણ કીધાંજ ખંતેથી, સુગંધી ભાત દઉં પીરસી;
પ્રભુ ઝારી ભરી જળની. પીરસીયો થાળ પ્રીતેથી.
જગતના રાજ્યના રાજા, જમો રણછોડજી રાજા;
જમી જળ પાન લ્યો રાયા, બીડું તાંબુલનું વ્હાલા.
બિછાના મશરૂના ભરીયા, ભરી ગાદી અને તકીયા;
ભરી પુષ્પો થકી શૈયા, પલંગો હેમના ઢળીયા.
ઉતારૂં પુષ્પ આભુષણ, ધરાવું ધોતી ચાદર તો;
સુગંધી પુષ્પના હારો. ચંબેલી જુઇ ડોલરતો.
મણી માણેકની જડતર, સુવર્ણ ચાંખડા ફક્કડ;
દયાળુ શ્રીહરી સુંદર, પધારો ચાખડી ઉપર.
સુમોતીડે વધાવું હું, પ્રભુ ઝુલે ઝુલાવું હું;
બલિહારી અહો જાઉં, ગુણો કેશવ પ્રભુ ગાઉં.
બોલો શ્રીરણછોડરાયકી જય, શ્રી દ્વારિકાધીશકી જય;

**વાંચક મહાશયો:**—પાછળની સ્તુતીઓ કરવાની આવશ્યકતા હોવાથી લખી છે. મહાદેવની સ્તુતી એટલા માટે છે કે ભોળાનાથ ભક્તિદાતા છે. જેથી અવિચળ ભક્તિ આપે. ગોમતીજીની સ્તુતી એટલા માટે કે તીર્થ પ્રાર્થના છે જેથી વરૂણદેવ અંતર બહિર શુદ્ધતા કરાવે. ગુણપતીની સ્તુતી એટલા માટે કે તે ભક્તિ કાર્યમાં વિઘ્નોનો નાશ કરે, અને હનુમાનજીની સ્તુતી એટલા માટે કે તે

નિષ્કામ ભકિત કરાવી વિજય વિજય કરાવે. જેથી શ્રી રણછોડરાય પ્રભુ પોઢયા પછી સાયંકાલે નીત્ય આ સ્તુતીઓનું પઠન થાય છેઃ-

---

## ( શ્રી ડંકેશ્વર મહાદેવનું સ્તવન. )

### ( કવ્વાલી-ગઝલ. )

સદા કલ્યાણ કરનારા, નમું ડંકેશ્વરા વ્હાલા;
ત્રિપુરને આપ હરનારા, સર્પ છે કંઠ મે કાળા.— ૧
મુનિ શ્રી ડંક ભક્તિ થી, પ્રસન્ન થયા આપ અવિનાશી,
પ્રસારી જગતમાં કીર્તિ, ઉગાર્યા જન્મ મર્ણથી.— ૨
કર્યો ડંકોજ ડાકોરે, કર્યું મ્હાતીર્થ સ્થળ આપે;
દરસ દયે શ્રીહરી સાથે, ધ્વજા ભકિત તણી ફરકે,— ૩
હલાહલ વીષછે કંઠે, જટામાં શોભતાં ગંગે;
ગજાનન પાર્વતી અંકે, ત્રિલોચન્ ભાલમાં ચંદે,— ૪
પ્રભુ જય જય શ્રી સચ્ચિદાનંદ, વિભુ જયજય અખંડાનંદ;
પ્રભુ જયજય શ્રી પરમાનંદ, જગતના ટાળજો સહુફંદ,— ૫
સુખો સંતોષ દેનારા, મનોરથ પૂર્ણ કરનારા;
દહન કર પાપ સહુમારા, ત્રિશુલ હસ્તેજ ધરનારા.— ૬
અજન્મા આપ જગદિશા, ચિદાનંદ આપ યોગીશા;
જગતમાં સહુ સ્થળે વ્યાપ્યા, કરૂં તમ દર્શની આશા,— ૭
કરૂં તમ નામના સ્મરણે; હિએના જન્મને મરણે;
સદા કેશવ પ્રભુ ચરણે, અમારી વૃત્તિ સ્થીર કરને,— ૮

---

## હિંદુસ્તાની ભજનની લાલણી—

( ધરો કંઈ હિત શીખામણ ધ્યાન ગર્વથી નથી નાથ——એ રાગ. )

જય ડંકેશ્વર ત્રિપુરારી, જાઉં હું તમપર બલિહારી;
અહો નિશ માળ જપુંતારી; વિભુસે આજીવ ઉગારી—જય૦
પંચ વદન શશિભાલ ત્રિલોચન, ગૌરવર્ણ શિવરૂપ;—(૨)
નાગ અલંકૃત વ્યાઘ્ર ચર્મધર, જય કૈલાસિ ભુપ;—
કિ૫ા કર જંગલના લ્હેરી, ગળામાં સર્પ રહે ઝહરી,—જય૦
રૂદ્ર તણાંતો કુંડલ લળકે, ભસ્મ ધરો છો અંગ;—(૨)
અરધા અંગે ઉમયા સોહે, નંદિ ભ્રંગિ સંગ;—
મયાકર રતિપતિ વૈરી, બાજતી નાદ બરદ ભેરી;—જય૦
કામક્રોધ મદ લોભ મોહને, મત્સરને સંહારો;—(૨)
ચંદ્રશેખરા અર્જ કરૂં છું, આ ભવમાંથી ઉગારો,—
જગત આ સ્વાર્થ બધું બારી, કરેછે દેહ સુખીયારી;—જય૦
ડાકડમરૂને હસ્ત ગ્રહ્યાં છે, રૂંઢ તણી તો માળ;—(૨)
ભાંગ ધતુરના ભોળા ભોગી, કાળ તણા મહાકાળ;—
બજાવું દેહ ફરજ મારી, ધરૂં મન્ન શિવ મૂર્તિ સારી;—જય૦
અધમ ઉદ્ધારણ ઇષ્ટ શંકરા, ભોળા ઉમયાકાન્ત,—(૨)
કેશવના દિલરામ શિવજી, જયજય શ્રી ડંકનાથ;—
કરૂં છું સ્તુતી નિત્ય તારી, ઉઘાડે મોક્ષ તણી બારી;—જય૦

( ગોકળીયું રૂડું ગામડીયું શ્યા માટે નાવો શ્યામ—એ રાગ. )

ત્રિપુરારી નમું દિલ થકી, ડંકેશ્વર ભોળા સાંબ;—(૨)
કંઠમેં કાલા, રૂંઢની માલા;—(૨)
છો ભાંગ ધતુરના ભોગીરે, અવિનાશી ઇશ સાંબ—ત્રિપુરારી૦

વૃષભ સંગા, જટામેં ગંગા,—(૨)
ત્રિલોચન ત્રિશુલધારીરે, જંગલમાં તારૂં સ્થાન,–ત્રિપુરારી૦
વ્યાઘ્રનું અંબર, મૂર્તિ છે સુંદિર;—(૨)
ભોળા વિભુતિને લગાવીરે, શોભોછો ગોરવાન,–ત્રિપુરારી૦
જન્મ મરણનો, ફેરો ટળાવે,—(૨)
જય કેશવના દિલરામ નમું, ડંકેશ્વર ભોળા સાંબ;૦ત્રિપુરારી૦
બોલોશ્રી ડંકેશ્વર મહાદેવકી જય.

---

## ( શ્રી ગોમતી માતાનું સ્તવન. )

### ( ત્રોટક—છંદ. )

જય ગોમતી ગંગ સુઅંગ કરે, તુજ સ્નાન થકી ભવમાંહિ તરે;
મનથી તુજ નામ સુણાય અરે, જય ગોમતીમા જગ પાપહરે. જય૦ ૧
નિલ વૃક્ષ તણી શુભ સાડી ધરી, ભર યૌવનમાં તુ વહેછે ખરી;
ગિરીઓ થકી રક્ષણ થાય અરે, જય ગોમતી–જય૦ ૨
અહિં ડંક ઋષી કરી વાસ રહ્યા, તપ ધ્યાન ધરી અવિનાશી થયા;
થઇ તે સમ તું અવિનાશી અરે, જય ગોમતી–જય૦ ૩
નિજ આતમ જ્ઞાનથી સેવી રહ્યા, શિવની ધુનમાં સહુ દિન ગયા;
તુજ શુદ્ધ જળે શિવસ્નાન કરે, જય ગોમતી–જય૦ ૪
યમુના સમ તુંજ પવિત્ર થઇ, સુખથી પ્રભુને ચર્ણેજ રહી;
અમ સંકટ પાપ નિવાર ખરે, જય ગોમતી,–જય૦ ૫
જગમાં જનમેં જન દુષ્ટ બહુ, કરે કૃત્ય કનીષ્ટ શી વાત કહું;
પણ આવી અહીં તુજ સ્નાન કરે, જય ગોમતી.–જય૦ ૬

યમુના અને ગંગ પવિત્ર નદી, વળી ગોમતી સ્નાન કરાય કદી;
ભવના ભવ સાગરથીજ તરે, જય ગોમતી,–જય૦ ૭
જય હે જગમાત જપું જનની, જયડાકોરનાથ પદે તું નમી;
વ્રજમાં નિત્ય કેશવ સ્નાન કરે, જય ગોમતીમા જગ પાપહરે–જય૦ ૮

( કવ્વાલી–ગઝલ. )

જગતના પાપ હરનારાં, ખમા શ્રી ગોમતી માતા;
તમારા જળ વિષે ન્હાતા, હમારા પાપ સહુ જાતા.
મુનિશ્રી ડંક તમ તીરે, ભજન મહાદેવનું કરીને;
લઇ વરદાન શિવ પાસે, વસ્યાછે મોક્ષપુર જઇને.
જનોના તાપ હરનારી, કરીછે મચ્છપર સ્વારી;
સુશોભિત વૃક્ષ લત્તાની, ધરીછે નીલ તો સાડી.
જગતની જાળને તોડી, પ્રભુએ દ્વારિકા છોડી;
ત્યજી પાછળ તમો દોડી, વસ્યા હરિચર્ણ કરજોડી.
પ્રભુના પાદ સ્પર્શે થઈ, યમુના ગંગ મહારાણી
બિરાજ્યા નાથ તમજળ મહીં, અધિક તારી પવિત્રાઇ,
અનેક જન્મો તણા દોષે, મલિનતા બહુ કરી મનને;
દયાળુ ગોમતી ગંગે, કુટીલતાં મનતણી હરજે.
તમારા શુદ્ધ જળ જેવું, હમારૂં મન કરો તેવું;
તમારૂં નામ બહુ પ્યારૂં, પતીતને શુદ્ધ કરનારૂં.
હરિહરના શરણુ રહીને, કરો કલ્લોલ મત થઇને;
સદા કેશવ પ્રભુ ચરણે, હમારી વૃત્તિ સ્થીર કરને.
બોલોશ્રી ગોમતી માતકી જય,

## ( શ્રી ગણપતિનું સ્તવન. )

( રાગ—લાવણી—મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી—એ. )

જય વિઘ્નહરા ગુણપતિ ગજાનન સ્વામી.—(૨)
તું જગત તણા દુઃખહર વન્દુ શિરનામી—જય૦
છે મુશક તણું વાહન મોદિક છે પ્યારા—(૨)
અંકુશ ફરસી ધરી હસ્ત વિષે રઢીયાળા,—જય૦
રિદ્ધિને સિદ્ધિ અષ્ટ તમારી નારી,—(૨)
નિજ ભક્ત જનોને મનવાંછીત કરનારી.—જય૦
સદ્જ્ઞાન તણા ભંડાર સત્વ ગુણ વાળા,—(૨)
સહુદેવ મહિં સર્વેશ પ્રથમ પુજાયા;—જય૦
હું અલ્પજ્ઞાની અપરાધિ બહુ જન્મોથી,—(૨)
પણ ઇશ ભક્તિની દિલ વિષે છે પ્રીતિ;—જય૦
તે ભક્તિમાં સહુ વિઘ્ન હરો દુંદાળા,—(૨)
કેશવ દર્શન ને કાજ કરૂં નીત્ય કાલા,—જય૦

( કવ્વાલી—ગઝલ )

દિનોના દુઃખ હરનારા, ગજાનન આપ દુંદાળા;
સુખો સંતોષ દેનારા, નમું પ્રેમે પ્રભુ પ્યારા.—૧
મુશક પર આપ તો ફરતા, જગતના વિઘ્ન સહુ હરતા;
કરે મોદિક બહુ ધરતા, સહુજન આપને ભજતા.—૨
શુભાશુભ કાર્ય આરંભે, પ્રથમ તમ વંદના થાયે;
હરે સંકષ્ટ સઘળાંએ, સફળ સહુ કાર્ય કરતારે.—૩
અમો અલ્પજ્ઞ પાપીને, પ્રભુજી શર્ણું રાખીને;
નહિ નિજ ભક્તિ આપીને, ઉગારે બાહ્ય ઝાલીને.—૪

સહુદેવો વિષે પ્હેલા, સ્મરણમાં આવતા વ્હેલા;
સદા નિજ ભકતજન કેરા, સહુ એ દુઃખતો ટાળ્યા—૫
અમારા કર્મ પ્રારબ્ધે, બહુએ વિઘ્નતો આવે;
દયા સાગર દયા લાવે, સહુએ વિઘ્ન તું ટાળે—૬
ધરી અંકુશને ફરસી, ગજાનન આપ અવિનાશી;
કરે અમ કાર્યની સિદ્ધી, અમારી એજ છે અરજી—૭
યથા બુદ્ધિ અનુસારે, તમારી વિનતી કરીયે;
સદા કેશાવ પ્રભુ ચરણે, અમારી વૃત્તિ સ્થિર કરજે.—૮
બોલોશ્રી ગણપતિ મહારાજકી જય.

## ( શ્રી હનુમાનજીનું સ્તવન. )

( મઝા દેતે હય ક્યા યાર, તેરે બાલ ધુંઘરવાલે;—એ રાગ. )
ધન્ય હનુમંત મહાબલવીર, રામતણા નિજ ભક્ત કહાવે-(૨)
સુગ્રીવની કરી મૈત્રિ, સીતાની શોધ કરી.—(૨)
ઉલ્લંઘન કરી ઉદધી, પ્રભુનો પત્ર સીતાને પઠાવે;—ધન્ય૦
રાવણનો ત્રોડયો બાગ, વધકીધો અક્ષય કુમાર—(૨)
કર્યો લંક મહીં મહાદાહ, કૂદી રામ તણા શર્ણાવે;—ધન્ય૦
કર્યું નિધિ પરસેતુ બંધ, લાવ્યા ગિરિ દ્રોણાચલ;—(૨)
લક્ષ્મણનું કરી રક્ષણ, પ્રભુનો શોકજ દુર કરાવે;—ધન્ય૦
દસ સ્કંધ તણો કરી નાશ, પછી જાઓ અવધપૂરવાસ;-(૨)
સિયરામ લછુમન સાથ, જયજય રામની ધુન બોલાવે;-ધન્ય૦
મહા ભક્ત થઇ નિષ્કામ, બેઠા જઇ અમ્મર ધામ.-(૨)
જય કેશવના દિલરામ, જયજય રામતણા મતવાલે;-ધન્ય૦

## ( કવ્વાલી-ગઝલ. )

પ્રભુના ભક્ત સોએમાં, ગણાયા શ્રેષ્ટ હનુમંતા;
રમે નિત્ય રામ તમ દિલમાં, સદા બ્રહ્મચારી બળવંતા.-૧
પ્રભુ શ્રી રામ ભક્તિથી, ઉલ્લંઘ્યા આપ મહા ઉદધિ;
સીતાની શોધતો કીધી, પ્રભુની મુદ્રીકા દીધી.— ૨
ઉજાડયો બાગ રાવણતો, સુતન અક્ષય તમે હણીયો;
કર્યો મ્હા દાહ લંકે તો, પુકારી રામ શર્ણાવો.— ૩
ગદા લઇ નભ વિષે ઉડયા, ગિરિદ્રોણાચલે પ્હોંચ્યા;
ઉખેડી મુળથા લાવ્યા, લક્ષુમન મૂર્છાથી જાગ્યા.— ૪
સિંદુરને તેલ છે વ્હાલા, ધરાવું આકની માલા;
હૃદયમાં રામ રઢીયાળા, ક્ષમા અપરાધ કર મારા.— ૫
કરી ભક્તિ તમે જેવી, થશેના કોઇથી તેવી;
સદા નિષ્કામ ભક્તિથી, ભજયા શ્રી રામને દિલથી.— ૬
સદા કેશવ તણા વ્હાલા, કરૂં તમ પાસ નિત્યકાલા;
ધરો ભક્તિ વિજય માલા, દરસધ્યે રામ રઢીયાળા,— ૭

**શ્રી હનુમાન મહારાજકી જય.**

**शान्तिः शान्तिः शान्तिः श्रीकृष्णार्पणमस्तु.**

## ( દોહરો. )

સાત સમયની ઝાંખીનું પઠન કરે જન કોય,
ટળે કોટિ અપરાધને સફળ જન્મ તે હોય,